# જિજ્ઞાસુ ગાય



એસ્થર ચિત્ર: મેલ
ગુજરાતી: મમતા

# જિજ્ઞાસુ ગાય

એસ્થર ચિત્ર: મેલ
ગુજરાતી: મમતા





કજરી એક ખેડૂતની ગાય હતી.

કજરી દેખાવમાં બહુ સુંદર હતી.

કજરી ઘણું દૂધ આપતી હતી.

કજરીને ખેડૂત અને તેની પત્ની ગમતાં હતા.

કજરી એક સારી ગાય હતી.
ખેડૂત તેનું દૂધ દોહે ત્યારે તે ચૂપચાપ ઊભી રહેતી.
તે ક્યારે પણ કોઈને હેરાન ન કરતી.
કજરી આમ તો બહુ સારી ગાય હતી.
પણ તે થોડી વધારે પડતી જિજ્ઞાસુ હતી.

“પાડોશીનાં ખેતરમાં ઘાસ કેવું હતું?”

કજરી જાણવા માગતી હતી.

પાડોશીનું ઘાસ વધારે લીલું હતું.

“તેનો સ્વાદ કંઇક વધારે સારો હશે?”

કજરી જાણવા માગતી હતી.

તેને પાદોશીના ખેતરની વાડમાં

એક ખાલી જગ્યા પણ દેખાણી.

પાડોશીનાં ખેતરમાં ઘાસ આમ તો
ખેડૂતનાં ખેતરની જેવું જ હતું.
કજરીને પાડોશીનું ઘાસ વધારે સારૂં લાગ્યું.
પણ ખેડૂતને કજરીનું પાડોશીનાં ખેતરમાં જવું ન ગમ્યું.
ખેડૂત કહે “કજરી તું સારી ગાય નથી.”

એક દિવસ કજરીએ જોયું કે ફાટક ખુલ્લો છે.
તેને ફાટકની પાછળ બગીચામાં છોડ દેખાયા.
“આ છોડ કેવા સ્વાદિષ્ટ હશે?” કજરીએ વિચાર્યું.
તેને તે છોડ ખાવાની ઈચ્છા થઇ.

છોડ ખાવામાં ખરેખર સ્વાદિષ્ટ હતાં.
કજરીને બહુ ભાવ્યા.
પણ ખેડૂતને આ બિલકુલ ન ગમ્યું.
“મારાં ગાજર! મારાં ટામેટા! બદમાશ કજરી!”
ખેડૂતે રાડ નાખી.

એક દિવસ કજરીને વાડ ઉપર કંઇક
સફેદ વસ્તુઓ ફફડતી દેખાઈ.
“આનો સ્વાદ સારો હશે?”
કજરીને જાણવાની ઈચ્છા થઇ.
તેણે તે સફેદ વસ્તુઓ ખાધી.
તે બધી વસ્તુઓ ખાય ગઈ.
પણ તેનો સ્વાદ તેને ન ભાવ્યો.

કજરીએ જે કર્યું તે ખેડૂતની પત્નીને જરા પણ ન ગમ્યું.
“અરે આ શું?” ખેડૂતની પત્ની કહે.
“જુઓ આ મારાં કપડાં ખાઈ ગઈ.
બહુ ખરાબ! તોફાની કજરી!”

આમ તો મોટે ભાગે કજરી ડાહી હતી.
પણ તે જયારે વધારે જિજ્ઞાસુ થઇ જતી ત્યારે
તે આવી ભૂલો કરતી હતી.
ખેડૂત અને તેની પત્નીને તો પણ કજરી વહાલી
હતી.

એક દિવસ કજરી તબેલામાં હતી.
તે દિવસે ગરમી ખૂબ હતી.
એટલે ખેડૂતનાં ઘરનો દરવાજો ખુલ્લો હતો.
“દરવાજા પાછળ શું છે?”
કજરીને જાણવાની ઈચ્છા થઇ.

કજરી પગથિયાં ચડી ગઈ.
ઘરનો દરવાજો એટલો પહોળો હતો કે
કજરી સહેલાઈથી અંદર ઘૂસી શકી.
કજરી તરત રસોડામાં પહોંચી ગઈ.



કજરીએ માથું હલાવ્યું.

ધડામ દઈને એક વાસણ નીચે પડ્યું.



કજરીએ પૂછડી હલાવી ત્યાં ટેબલ ઉપરથી એક પ્યાલો નીચે પડ્યો.
વાસણો નીચે પડવાનો અવાજ સાંભળીને ખેડૂતની પત્ની દોડતી આવી.

“બચાઓ! કોઈ મદદ કરો!” ખેડૂતની પત્નીએ રાડ પાડી.

“કજરી રસોડામાં ઘૂસી ગઈ છે.”

ખેડૂત પણ દોડતો આવ્યો.

“તોફાની કજરી!” ખેડૂત કહે.

“રસોડામાં ગાયએ ન અવાય.”

“કજરી અહીંથી તું જા. નીકળી જા.”

ખેડૂતે કજરીને ઘરનાં દરવાજામાંથી બાહર
કાઢવાનો પ્રયત્ન કર્યો.
તેણે કજરીને પગથિયાં ઉતરવામાં મદદ કરી.
પણ કજરી જરા પણ હલી નહિ.
તે મોટી મોટી આંખોથી ખેડૂતને ટગર ટગર
જોતી રહી.



જાણે તે કહેવા માગતી હતી કે

“પગથિયાં ચડી તો ગઈ હું, પણ ઉતરવામાં કોઈની મદદ જોઇશે.”

બિચારો ખેડૂત. તેણે કજરીને ખૂબ ધક્કા માર્યા અને ખૂબ ખેંચ્યું
પણ કજરી પગથિયાં ઊતરી ન શકી.
ખેડૂત મૂંઝાય ગયો. હવે શું કરવું?

ત્યાં ખેડૂતને એક વિચાર આવ્યો.
તેણે પગથિયાં ઉપર પાટિયાં મૂક્યા.
પછી કજરી પાટિયાં ઉપર પગ મૂકીને
ધીમે ધીમે નીચે ઊતરી શકી.
“સરસ કજરી” ખેડૂત કહે.
“હવે મહેરબાની કરીને રસોડામાં ફરી નહિ ઘૂસતી.”

એક દિવસ ફરી ખેડૂતને કજરી ન દેખાઈ.

ખેડૂતની પત્નીએ પણ તેને શોધવાનો પ્રયત્ન કર્યો.

તેને પણ કજરી ન મળી.

બંને જણાએ તેને બધે શોધી.

ચોકમાં

ખેતરમાં

પાડોશીનાં ખેતરમાં

પણ કજરી ક્યાંયે ન મળી.

ત્યાં ખેડૂતને એક કૂતરાનો
ભસવાનો અવાજ સંભળાયો.
તે કૂતરાની પાછળ પાછળ ગયો.
તેણે આરડવાનો અવાજ સંભળાયો.
અવાજ કજરીનાં અવાજ જેવો લાગ્યો.
પણ કજરી ક્યાં હતી?
ખેડૂતે ચારે બાજુ જોયું.

કજરી એક મોટા ખાડામાં પડી ગઈ હતી.
તેમાંથી તે બહાર નીકળી શકતી નહોતી.
કજરી બહુ દુખી હતી.
ખેડૂત પણ બહુ દુખી હતો.
તેને સમઝણ ન પડી કે
કજરી ને ખાડામાંથી બહાર કેમ કાઢવી.

પછી થોડા પાડોશી આવ્યા.
તેમણે કજરીના પેટ ઉપર દોરડું બાંધ્યું.
અને કજરીને દોરડા વડે ખેંચીને
ખાડામાંથી કાઢવાનો પ્રયત્ન કર્યો.
પણ તે સફળ ન થયા.
કેમકે ખાડાની માટી બહુ લપસણી અને ચીકણી હતી.

પછી પોલિસ આવી.

અને ફ્રાયર બ્રિગેડવાળા પણ આવ્યા.

બધાંએ કજરીને બહાર કાઢવા મદદ કરવા લાગ્યા.



પછી કોઈકને એક
નવો વિચાર આવ્યો.
ફાયર બ્રિગેડવાળાએ
ખાડામાં પાણી ભર્યું.

ખાડો પાણીથી ભરાઈ ગયો
એટલે કજરી પાણીમાં તરવા લાગી.
પછી બધાંએ તેને ખેંચીને
પાણીમાંથી બહાર કાઢી.



તે પછી કજરી એટલી જિજ્ઞાસુ ન રહી.
હવે તો તે તેની જગ્યાએ જ રહેતી.
કજરી એક સારી ગાય હતી.

